ગાંડીવ મુદ્રણાલય, કેળાપીઠ,
સુરતમાં છાપી ગાંડીવ સા-
હિત્ય મંદિર તરફથી ઇશ્વર-
લાલ વીમાવાળાએ પ્રગટ કરી:
સંવત ૧૯૮૭ આવૃત્તિ બીજી
કિમ્મત આનો એક




શેખી કરનાર પ્રાણીની કેવી
વલે થાય છે તેની આ રમુજી
ને બોધક વાત બાળકોને
ગમશે એવી આશા છે. એનું
મુળ બંગાળીમાંથી પ્રાપ્ત થયું
છે. ફેરફાર ઘણો કર્યો છે.

# ગધેડાનું રાજ!

## (૧)

### (જગુની વાત)

ભાણાકાકા પાછલી શેરીમાં રહે.

ભાણાકાકા બહુ ભલા. હું જયારે જાઉં ત્યારે જાંબુ ખાવા આપે. એમના વાડામાં જાંબુડી હતી. જાંબુ એવાં તો સરસ થાય!

ભાણાકાકા કુંભાર હતા. તેમને ત્યાં કોડીયાં, ને ગોળી, ને માટલાંના ઢગલા પડ્યાજ હોય. કાચા પણ હોય ને પકવેલા પણ હોય. કાકા ભઠ્ઠી વાડામાંજ કરે ને તેમાં બધું પકવે. ઇંટ તો ભાણાકાકાની બહુજ વખણાય.

એમને ત્યાં ત્રણ ચાર ગધેડાં. ઘરાકને ઘેર ઈંટ લઇ જવી હોય તો ગધેડાં કામ લાગે. ગામ બહારથી માટી લાવવી હોય તોય ગધેડાં તૈયાર. બિચારાં કામ બહુ કરે. ને ખાવામાં તો થોડું ઘણું જે મળે તેનાથી ચલાવી લે.

તોયે કામ પૂરૂંજ ન થાય! ભાણાકાકાનો વેપાર જબરોને! ઘરનાં બધાં માણસ કોડીયાં ને ઈંટ ને માટલાં બનાવ્યાંજ કરે.

એક દહાડો મેં કહ્યું: ભાણાકાકા, ભઇશાબ! તમે તો બહુ કામ કરાવો છો! કોઇ દહાડો તો આ ગધેડાને આરામ આપો. અમને રવિવારની છૂટી મળે છે તો એનેય કોઇ દિવસ તો પગ વાળીને બેસવા દો.

ભાણાકાકા કહે: 'તું તો ગાંડો છે ગાંડો! વળી ગધેડાને આરામ કેવો, ને વાત શી? એ તો ગધેડાં તે ગધેડાં, ડીફણાં ખાય ને કામ કરે! એ તો વૈતરૂંજ કર્યાં કરવાના!

ના ભઇશાબ!—હું બોલ્યો, તમે તો બહુજ



કામ કરાવ્યાં કરો છો. આ નવું બચ્ચું તમારે ત્યાં આવ્યું છે તે મને આપો. હું એને મારે ત્યાં રાખીશ, ખવડાવીશ પીવડાવીશ ને પાછું મોકલીશ. કામ નહિ કરાવું. માટે બે દહાડા મારે ત્યાં મોકલો.

ભાણુકાકા તો હસી પડ્યા: અરે, વળી એવો ક્યાંથી શોખ તને થયો ? અલી દિવાળી, સાંભળે છે કે ! આ પેલા ગંગલાને આ જગુશેઠને ઘેર મૂકી આવ.

ભાણુકાકાએ બધા ગધેડાંના નામ પાડેલાં હતાં. મેં માંગ્યું તે બચ્ચાનું નામ ગંગારામ પાડેલું હતું. દિવાળી તે ભાણુકાકાની મોટી દિકરી હતી.

(૨)

ગંગારામ તો મારે ત્યાં આવ્યો. પછી હું ને પડોશનો ઠાકોર ને જમના કાકીનો ગોરધન ને બધા સૌ તેની સાથે રમવા મંડ્યા. તેને મણકાની કંઠી પહેરાવી. તેના પગ લાલ શાહીથી રંગ્યા ને બહુ બહુ મઝા કરી.

સાંજે ફરવા ગયા ત્યાં ગંગારામને સાથે લઈ ગયા. નદીકિનારે જઇને બેઠા. ઠાકોર, ગોરધન ચંપી ને હું છાપાદાવ ખૂબ રમ્યાં. હું તો રમી રમીને થાકી ગયો એટલે થાક ખાવાને ઝાડ તળે બેઠો– જરા આડો પડયો. મેં કહ્યું: તમે તમારે રમો.

ગંગારામ થોડે દૂર મણકાના શણગાર સાથે ફરતો હતો.

થોડી વારે હું જોઉં છું તો ગંગારામ ધીમે ધીમે મારી પાસે આવ્યો. ટહેલતો ટહેલતો આવ્યો, ને ચાર પગ વાળીને મારી સામે બેઠો. એણે તો બેસીને રડવા માંડયું, ને ડુસકા ખાવા લાગ્યો. એની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. મને એની દયા આવી. બિચારો દુખિયારો રડે છે! એને કેટલું બધું કામ કરવું પડતું હશે!

મેં એના આંસુ લૂછ્યાં. ને કહ્યું: છાનો રહે ગંગારામ! છાનો રહે. રડ મા! હોય. હું ભાણાકાકાને કહીશ. તે તારી પાસે બહુ કામ નહિ કરાવે.

એટલે તો ગંગારામે પોતે આંસુ લૂછી નાંખ્યાં ને ધીમે ધીમે કટકે કટકે બોલવા માંડયું: શું કહું, જગુ શેઠ! એ કામનું કંઈ મને દુ:ખ નથી! મને તો મારી તાબેદારીનું દુ:ખ છે. અમે ગધેડાંની જાત, સૌથી ઉત્તમ જનાવર—

હું અજાયબીથી બોલી ઉઠયો: ઉત્તમ જના-

વેર ?——!

હા, જગુ શેઠ ! તમને નવાઇ લાગશે. પણ સૌ પ્રાણીના રાજા અમે ગધેડાજ !

એ તો વળી આજેજ સાંભળ્યું !—મેં નવાઇથી કહ્યું.

ત્યારે તમને અમારી વાત ખબર નથી? !—ગંગારામ બોલ્યો.

ના ભાઇ. શી વાત છે? મને તો તું રડે છે તેનું કારણ નથી સમજાતું !—

ઓહો ! લ્યો ત્યારે હું તમને બધી વાત કહું. એટલે મારૂં રડવું પણ સમજાશે ને વળી બધી ખબર પણ પડશે.

(૩)

( ગંગારામની વાત )

જગુશેઠ ! અમે ગધેડા તે કોણ? અમારી દશા આજે દયામણી છે. દુઃખ ભરેલી છે. પણ મૂળે તો સૌ જાનવરોના રાજા અમે. તે વખત હવે તો જતો રહ્યો.

સૌ તે વેળા અમને માન આપે. અમારા હુકમને માને. અમને રાજા ગણે. પશુરાજ કહીને બોલાવે.

આજકાલ પેલા જંગલી સિંહને સૌ રાજા ગણે છે. જમાનો બધો બદલાઇ ગયો અને ઉલટ-પાલટ થઇ ગયો. અમારી જાહોજલાલી સૌ વિસરી ગયાં. કોઇ તે જાણવાની દરકાર કરતું નથી, મરજી પણ દેખાડતું નથી. જગુશેઠ, તમારો હું શું પાડ માનું ?

આજનો કમનસીબ ગધેડો તે તે વેળાનો નસીબદાર પશુરાજ. આજે તો માણુસ ને જાનવર બધાં સાથે સાથે રહે છે. તે વેળા એવું નહોતું. તે વેળા માણુસને દૂરદૂરથી જોઇ અમે પશુઓ ધારતા કે આ પણ આપણા જેવોજ કોઇક જીવ છે. અમને તેની પિછાન નહિ, તેને અમારી નહિ. દૂર દૂરથી એક બીજાને જોઇએ, તેટલુંજ.

તે વેળા અમારા સૌથી પહેલા વડવાને સૌ પશુએ રાજા કરીને સ્થાપેલો. તેના ચહેરા સાથે

જેનો ચહેરો મળતો આવે તેને ભારી માન મળે. સૌથી વધારે જ્ઞાન કે ડહાપણ જોઇએ તો એનામાં જ. કોઇ બાબતમાં કંઇ વાંધો ઉઠે તો એ નિકાલ કરે. કંઇ સમજ ન પડે તો એ ઉકેલ કરે, ખુલાસો આપે. ને એને કંઇ ન સમજાતું હોય તો બસ, ખલાસ. કોઇ પછી એ વાતજ આગળ ન ચલાવે. ચલાવ્યાથી વળે પણ શું ?



(૪)

પણ એક વાર સૌ બેઠા હતા. રાજાજીનો દરબારજ ભરાયો હતો સમજોને. એક મોટા ખડક પર રાજાજી—અમારા મૂળ વડવા—બિરાજેલા. નીચે આસપાસ વાઘ ને સિંહ ને વાંદરો, બકરૂં, બિલાડી, શિયાળ, લોંકડી, ઘોડા, ખચ્ચર, રીંછ, ઉંટ, કાચબો, સૌ અદબથી બેઠાં હતાં. તેઓ સૌ રાજાજીનો દરજ્જો જાળવીને બેઠેલા. ધીમે સાદે બોલે. લળી લળીને સલામ કરે. ને ધીમે ધીમે વાતો કરે. ત્યાં શેષનાગની વાત નીકળી. શેષનાગ કોણ તે તો જગુશેઠ જાણો છો ને?

હા, હા,—મેં કહ્યું: પેલો પૃથ્વીને ઉંચકી રહેલો કહેવાય છે તે ને?

હા, તેજ. વાત વાતમાં કોઇ બોલ્યું: ભાઇ, એ નાગ જબરો તો ખરો. આવી મોટી ધરતી માથે શી રીતે ઉંચકતો હશે?

પણ રાજાજી,—અમારા વડવાસ્તો—એકદમ ખોંખારીને બોલ્યા: હાં, હાં ! એમાં શું નવાઇ

પામ્યા? એ શેષનાગને હું પણ ઓળખું છું. પણ ફેણ પર ધરતી રાખવી તેમાં મોટી ધાડ શી મારવી? મનની દૃઢ ઇચ્છા હોય તો સૌ કંઈ થાય.

ઘરોળી બિચારૂં નાનું સરખું પ્રાણી. તે ચું ચું કરતું બોલ્યું: હા, હા! રાજાજી જેવા રાજાજી કહે એ વાતમાં તે શી મણા હોય? નક્કી એમજ હશે.

રાજાજીના દરબારમાં સસલાજીનું માન તે વેળા ભારે. બંનેના ચહેરા મળતાને?

તે દહાડે તેનો એક પગ દુ:ખતો હતો. કંઇક વાગ્યું'તું. ચલાતું નહતું એટલે એક વાઘની પીઠે ચઢીને ભાઇ આવેલા. દરબારમાં હાજર તો રહેવુંજ પડેને!

રાજાજીની વાતમાં ઘરોળીએ ટહુકો પૂર્યો. પણ સસલાજીનું મન ન માન્યું. તેણે ડોકું ધુણાવ્યું ને બોલ્યો: એ વાત કંઇ ભાઇ આપણે ગળે ઉત-રતી નથી. આવી મોટી ધરતી કંઇ મનના જોરથી

ન ઉંચકાય. શરીરની મજબૂતી પણ જોઇયેસ્તો.

એકદમ રાજાજી ઘોઘરે ઘાંટે બોલી ઉઠયાઃ અરે, તું શું સમજે! હું કહું તે માનો. મનનું જ જોર, બાબા, મનનું જ જોર! અરે, હું જો ઇચ્છા કરૂં તો એકાદો પહાડ તો કશી મહેનત વગર હું પણ માથે ઉંચકી આપું!

પશુમંડળીમાં એકદમ સૌ જાણે અજાયબ થતા દેખાયા. ઉંટની લાંબી ડોક એકદમ સળવળ થતી દેખાઇ, સિંહની યાળ થરથર ધ્રુજવા લાગી, કાચબાએ પોતાનું શરીર એકદમ સમેટી લીધું! કેટલાક તો ગભરાયા! સસલો રાજાજીની સામે આમ બોલ્યો એટલે હવે થશે શું? સૌ ફિકરમાં પડ્યા!

(૫)

આ જોઈ રાજાજીના હરખનો પાર ન મળે. તેમણે ખોંખારો કરી ડાકું ધુણાવ્યું, ને બોલ્યાઃ ને નહિ માનતા હોય તે આવો મારી સાથે! હું તમારી ખાતરી કરી આપું! એક પહાડ તો આમ

રમતાં રમતાં ઉંચકું! બાકી જો બરાબર મનસૂબો કરૂં તો ધરતી કે ધરતાના શા ભાર છે જે?

થોડુંય કંઇ સાહસ કરે એવા તે વેળા સસલો ચામાચેણુ ને ખિસકોલી ગણાતાં! તે ત્રણુ તો ચડપ લઇને ઉઠ્યા ને બોલ્યાઃ ચાલો રાજાજી! એ પણુ જોઇ નાંખીએ!

રાજાજી આગળ થયા. પાછળ પેલા ત્રણુ ચાર હિંમતબાજ. તેની પાછળ વાઘ, સિંહ, શિયાળ વગેરે. એમનાં શરીર તો ધાકે ધાકે થરથર ધ્રુજે.

થોડે દૂર ગયા, એટલે એકાદ નાનકડો ડુંગર દેખાયો. સૌ ત્યાં થોભ્યા. પછી રાજાજી બોલ્યાઃ વારૂ, હું ઉંચકનારો તો ખરો. પણુ મારે માથે એ મૂકશે કોણુ? મારાથી જાતે તે કંઇ મુકાવાનો છે?

હા ભાઈ!—સૌ બોલ્યાંઃ એ પણુ મોટી મુશ્કેલી! કોઇક તો એને ઉંચકીને રાજાજીને માથે મૂકે એવો જોઇએ ને? બધા ખોળાખોળ કરવા આમતેમ દોડ્યા.

બધામાં આગેવાન તો આપણા સસલાભાઇ ને ખિસકોલીબાઇ! આ વાતમાં પણ તેમણેજ શિકાર માર્યો. ખોળતાં ખોળતાં એક જગાએ આવી પહોંચ્યા ને જુએ છે તો કોદાળી ને પાવડા લઇ કેટલાક માણસ માટી ખોદતા હતા! ખિસકોલી બોલી: ચાલો ભાઈ ચાલો! આ લોકો આપણો તોડ કાઢી આપશે. પહાડ માથે મૂકી શકશે.

પણ સસલાનું મન ના માન્યું. ડોકું ધૂણાવી તે કહે: ના રે ભાઇ! આપણું તો દિલ નથી થતું! માણસ તો બહુ લુચ્ચું પ્રાણી! જે લાગમાં આવે તેને મારીજ નાંખે! મેં તો દુનિયાની બહુ લીલીસૂકો જોઇ છે! હવે મારે અનુભવમાં શું બાકી છે? માણસનો વિશ્વાસ કેમ કરવો?

ખિસકોલી કહે: ના, ના સસલાભાઇ! એમ શું બોલો છો? માણસ કંઈ એવો એટલો બધો ઘાતકી નથી. લ્યોને, હુંજ આ ચાલી એની પાસે.

ખિસકોલીબાઇ તો દોડ્યાં. વાત કરી. સાંભળતાંજ સૌ માણસ ટોળે મળ્યા ને વિચાર કરવા લાગ્યા.

ખૂબ મસલત ચાલી. થોડી વારે મુખી બોલ્યો: હા ભાઇ, કબુલ છે. પહાડ માથે મેલી આપીશું.

પછી તો કોદાળી પાંવડા, ટોપલા લઇ બધું સરઘસ ગયું પેલા પહાડની પાસે.

પહાડ પાસે ઉભા ઉભા ગર્દભરાજ—ગધેડા મહારાજ—બહાદુરીભેર પોતાના ડાબા પગની ખરીઓ ઠકાઠક પત્થર પર ઠોકી રહ્યા હતા. જાણે કહેતા હતા: લાવોને, ક્યાં છે તમારો માથે મૂકનારો! લાવોને, હવે કેમ ઢીલમાં પડ્યા છો ?!

એટલામાં તો માણુસો આવી પહોંચ્યા ને ફટાફટ પહાડમાંથી પથરા ખોદી ટોપલા વડે રાજાજીની પીઠ પર નાંખવા મંડ્યા! પથરા, માટી કાદવ બધું નાંખવા લાગ્યા! ગધેડાજી તો તેમાં અડધા પોણા ડૂબીજ ગયા! બીજા પ્રાણીઓ બ્હીકે ધાકે ખૂબ દૂર જઇને ઉભા રહ્યા.

ત્યાં તો પથરા ને માટીનો જાણે ગધેડાજી પર વરસાદ જ વરસે છે! છેવટે ગધેડાજીનું એકલું ડોકું—માથુંજ બહાર દેખાય છે! તે ચાસો પાડે:

બસ, બસ! હવે નહિ! હવે નહિ! પણ તેનું સાંભળે કોણ? ટોપલા પર ટોપલા ઠલવાતાજ ચાલ્યા!

એટલે રાજાજી બોલ્યા: અરે, બસ! અરે, બસ!



આ તો તમે એકને બદલે ત્રણ પહાડ મારા પર લાદી દીધા! બસ રે બસ!

પણ સાંભળેજ કોણ? ટોપલા પર ટોપલા ઠલવાયાજ જાય! એટલે તો રાજાજી બરાડ્યા: અરે લુચ્ચા બેપગા! અરે દગાબાજ માણુસ! પાપીયા, હરામી! સેતાન!..........

માણુસ તો સાંભળેજ શેના?

પંછી તો તે કાલાવાલા કરેઃ અરે ભાઈ માણુસ! અરે પરમેશ્વરના દીકરા! ભાઇ, હવે તો બસ કર!

પણ કંઇ વળેજ નહિ! પછી તો ફક્ત એના બે હોઠજ દેખાય! શ્વાસ બંધ થઇ ગયો, આંખે અંધાપો આવ્યો, ગળામાંથી અવાજ પણ ન નીકળે!

તોયે જેમતેમ હોઠ હલાવી રાજાજી ગળગળે સાદે બોલ્યાઃ ઓ ભઇલારે! મને મારી શીદને નાંખે છે? હું તો ગરીબડો છું, હું તો ગધેડો છું, તારો જીંદગીભર ગુલામ રહીશ. તું કહેશે તે કરીશ, જેટલાં ડીફણાં મારશે તેટલા ખમીશ, જેટલા

મહેણાં મારશે તેટલા સાંભળીશ ! એક હરફે નહિ બોલું. મને છોડ, છોડ ! જા ભાઇ ! મારે રાજા નથી થવું. મારે ગર્દભરાજ નથી રહેવું ! હું તો ગધેડો, સાદો ગધેડો જ રહીશ !

ત્યારે માણુસનું દિલ પીગળ્યું ! તેણે ગધેડાને બે કાન પકડી 'હેઇસો, હેઇસો' કરીને પેલા માટી પત્થરના ડુંગરમાંથી કાને કાનેજ ખેંચીને બહાર કાઢ્યો ! એ ખેંચાખેંચમાંજ કાન પણ ખુબ લાંબા થઇ ગયા !

ને બીજાંઓ તો ક્યાંનાં ક્યાં નાસી ગયાં ! જગુશેઠ ! તમને શી વાત કહું ! બધા સુખમાં ભાગીયા હતા, દુઃખમાં નાસી ગયાં ! પેલો સસલો તો બોલ્યો: જોઇને આ માણસ જાત ? કેવું પોતાનું કામ કાઢી લીધું !

(૬)

પશુરાજ તે દિવસથી ઉલટપાલટ થઇ ગયું ! અમારા–ગધેડાઓની ગાદીનો તે દહાડાથી અંત આવ્યો !

જગુશેઠ ! અમારા વડવાઓની કીર્તિ આવી છે. તે પર એક વાર પાણી ફરી વળ્યાં ! ને આજે તેથી રોજ અમારે ડીફણાં ખાવા પડે છે ! ગુલામીનો પટો એક વાર લખી આપ્યો તે પાળ્યાંજ કરવો પડે છે ને માટી ઈંટ ને પથરા ઉંચક્યાંજ કરવા પડે છે ! હાય રે !

ગંગારામની આંખમાંથી તો ડબડબ આંસુ પડે. હું બોલ્યો: રડ ના, ગંગારામ રડે શું વળશે ! આવ આવ ! કહેતો હું એનાં આંસુ લુછવા એની પાસે જવા ગયો ત્યાં તો ઓહ—હું તો ચમકીને ઉઠયો ! બાપ રે ! ઓહો ! ગંગારામ તો પેલો.... ન્હેણે દૂર ચરે છે !

ઓત્તારી ! ત્યારે આ તો બધું સપનુંજ હતું કે ?

પણ સપનું કેવું મજાનું ! વાત ખરી હશે કે ? ચાલો, ઘેર જઇ ભાણાકાકાને પૂછી જોઉં !

પછી તો હું ને ગોરધન ને ચંપી ને ઠાકોર સૌ ઘેર ગયાં. બીજે દહાડે હું ગંગારામને પાછો મૂકવા ગયો. તે વેળા મેં તો ભાણાકાકા-

ને બધી વાત કરી. તે સાંભળી ભાણાકાકા ને [વિચાળો કંઇ હસે તો હસે! અમે સૌ બહુજ હસ્યાં ને ગમ્મત કરી. જમના કાકીને પણ ઘણી મઝા



પડી. ને ભાણાકાકા તો કહે: જોયું ને જગુશેઠ! આ ગધેડાને ડીફણાં શા સારૂ પડે છે તે!






## મોતીના દાણા

પુષ્પ) નું (૧૭ મું

### એક ચિત્ર

પોપટ મરી ગયો, ભિખો ભિખારી, મણિનો કનુ, લીલુ ને નીલુ વગેરે અનેક રમુજી ઘરગથુ વાતો. બાળકોનાં રમકડાંઓની ને ચાલાકીની ગમ્મત ભરેલી કથાઓ. મોટા હરફ. પુષ્કળ ચિત્રો કિં. ૦–૫–૦

# બાલોદ્યાનમાલાના કાયમી

# ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માલાના કાયમી ગ્રાહક બનવા માટે પૃચ્છપૃચ્છ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂા. ૪ અમારે ત્યાં અનામત મુકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મુકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલ કિંમતે ઘરબેઠાં ચોપડી મળશે. આ રીતે મુકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પુરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણું મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલવી દેવાશે. વરસના ગાળામાં રૂા. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઇ નિયમ નથી અનામત મળ્યા પહેલાંનાં પુસ્તકો ગ્રાહકને જોઇશે તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર આપવામાં આવશે. આજેજ મનીઓર્ડર કરો.

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦–૫–૦ |
| ૨ | બકુલ | ૦–૬–૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦–૮–૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦–૮–૦ |
| ૫ | નીલમ | ૦–૬–૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦–૪–૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જયબજરંગ | ૦–૬–૦ |
| ૯ | વાઘોનું વન | ૦–૪–૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦–૪–૦ |
| ૧૧ | બરફીપુરી | ૦–૪–૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦–૪–૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦–૬–૦ |
| ૧૪ | કચુંબર | ૦–૩–૦ |
| ૧૫ | ધૂપસળી | ૦–૪–૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦–૬–૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦–૫–૦ |
| ૧૮ | એક હતો કૂતરો — | ૦–૪–૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦–૩–૦ |
| ૨૦ | નવનીત | ૦–૩–૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦–૪–૦ |
| ૨૨ | મિયાઉં | ૦–૧–૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦–૧–૦ |
| ૨૪ | બાળડાયરી | ૦–૩–૦ |
| ૨૫ | ચોપગાંની ચતુરાઇ | ૦–૪–૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦–૧–૦ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦–૧–૦ |
| ૨૮ | જાદુઇ જમરૂખ | ૦–૧–૦ |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦–૧–૬ |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦–૬–૦ |

પોસ્ટેજ રૂા. ૧।. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | ભુલભુલામણિ | ૦)– |
| ૨ | સવાકાની આપવીતી | ૦)– |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦૧ |
| ૪ | સિપાઈદાદા | ૦)=॥ |
| ૫ | મધપૂડો | ૦॥ |
| ૬ | કોલસાકાકા | ૦।– |
| ૭ | સબરસ | ૦)≡ |
| ૮ | કીર્તિસ્તંભ | ૦૧ |
| ૯ | રિફ્કિ રિફ્કિ | ૦૧ |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

## મોટા બાળકો-કુમારો માટે

| | |
|---|---|
| બલિદાન | ૦।– |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧॥ |
| પાંડવગુપ્તનિવાસ | ૦॥। |
| ખાંયણાં | ૦।– |
| નીતિધર્મ | ૦॥ |

ગાંડીવ